શ્રીમંતે કહ્યું કે 'જો તમે સંતોષી છો તો પછી શા માટે મારું ખેતર લેવા આવ્યા છો?' પેલો માણસ તો ઉત્તર આપ્યા વિના જ રસ્તે પડી ગયો!

વિશેષ બળતણ ઉમેરવામાં નહિ પરંતુ થોડોક અગ્નિ લઈ લેવામાં સંતોષ રહેલો છે. દ્રવ્ય વધારવામાં નહિ પરંતુ કામનાને ઓછી કરવામાં સંતોષ રહેલો છે. રોટલી પર એટલું બધું ઘી ચોપડશો નહિ કે જેથી તમે તે ખાઈ જ ન શકો.

આપણે ઘણા ચહેરાઓ પર ભય અને ચિંતાની રેખાઓ જોઈએ છીએ; યુક્તિપ્રયુક્તિથી દ્રવ્ય મેળવવાના વિચારોની રેખાઓ જોઈએ છીએ; પરંતુ કેટલા થોડા ચહેરાઓ ઉપર સુખ અને આનંદની રેખાઓ જોઈએ છીએ!' 'સફળ' કહેવાતા સો માણસોમાં પણ ખરેખરો સફળ યાને સંતોષી માણસ તો માત્ર એકાદ જ હોય છે.

સત્તા અને રાજ્યમાં કદી પણ સુખ રહેલું નથી. 'રાજ્યમુકુટ ધરાવનાર માણસ દુ:ખી જ હોય છે.' બેકને લક્ષ્મીને 'સદ્‌ગુણની ગુલામડી' કહી છે. ક્રોમ્વેલે નવ વર્ષપર્યંત અધિકાર ભોગવ્યો હતો; પરંતુ તે સઘળો વખત તે દુ:ખી હતો. તેને હમેશાં પોતાના પ્રાણનો ભય રહેતો હતો અને તે નિરંતર પોતાનાં વસ્ત્રની નીચે બખ્તર પહેરી રાખતો હતો. તેને એક જ ઓરડામાં બીજી વાર સૂતાં ડર લાગતો હતો. રખેને કોઈ મારું ખૂન કરશે એવી ભયંકર ભીતિ તેને હમેશાં રહ્યા કરતી અને તે સદા પોતાના ગજવામાં પિસ્તોલ રાખીને ફરતો હતો.

જે લોકો હમેશાં સુખ મેળવવાને ફાંફાં મારે છે તેમને તે કદી પણ મળતું નથી. 'સ્વર્ગનું સામ્રાજ્ય આપણા અંતરમાં જ રહેલું છે' એ વાત તેઓ ભૂલી જાય છે. સ્વર્ગનું સામ્રાજ્ય બીજે કયાંય નથી. તે દ્રવ્યમાં નથી, મકાનમાં નથી, ભૂમિમાં નથી તેમ જ કીર્તિમાં પણ નથી. સ્વાર્થી શોધકને તે પોતાના ભંડાર આપતું કે બતાવતું નથી તેમ જ અશુદ્ધ હાથો સ્વર્ગના સામ્રાજ્યને સ્પર્શ કરી શકતા નથી. કોઈએ કહ્યું છે કે, સુખ એ અતિ નાના પથ્થરોનું બનેલું જડાવકામ છે. જો એમાંથી એકાદ પથ્થરને છૂટો લેવામાં આવે તો તેનું કાંઈ પણ મૂલ્ય નથી; પરંતુ જ્યારે સઘળા પથ્થરોને

એકઠા કરી યોગ્ય રીતે ગોઠવવામાં આવે ત્યારે જ તેનો મહામૂલ્યવાન અલંકાર બને છે. સ્વર્ગ અહીં જ છે બીજે ક્યાંય નથી. તેને શોધવા માટે ઘર બહાર જશો નહિ. જો તમારા મનમાં ઉદાસીનતા અને દુઃખ હશે તો તમે ત્યાં જશો તોપણ તમને આનંદ મળશે નહિ. એક કવિ કહે છે કે 'પક્ષીઓ અને સૂર્યપ્રકાશ તમારા જ હૃદયમાં છે અને તમારા પોતાના જ વિચારમાં ઝરાઓ વહે છે.'

આપણે જે સૌંદર્યનું દર્શન કરીએ છીએ અને જે ગીત આપણને મોહિત કરી દે છે તેને આપણી પોતાની સાથે લઈ જઈએ છીએ. રૂમેનનો મુદ્રાલેખ એવો હતો કે 'જ્યારે સૂર્ય પ્રકાશે છે ત્યારે તે સર્વત્ર પ્રકાશ નાખે છે.' સુખ એ એક એવી વસ્તુ છે, કે જેનો આપણે પ્રત્યક્ષ અનુભવ લેવો જોઈએ. વાસ્તવમાં દૂરથી જ્યાં સુખ રહેલું જણાય છે ત્યાં તે ખરી રીતે હોતું જ નથી. જો આપણે તેની પૂંઠ પકડીએ અને તેને હસ્તગત કરવાને પ્રયત્ન કરીએ તો તે મેઘધનુષની પેઠે હાથમાં જ આવતું નથી. કર્તવ્ય બજાવવામાં સુખ રહેલું છે. જ્યારે જ્યારે આપણે નિઃસ્વાર્થ કર્તવ્ય બજાવીએ છીએ ત્યારે ત્યારે તે આપણને સુખનો કેટલોક અંશ અવશ્ય આપે છે; પરંતુ કર્તવ્ય બજાવનારા માણસ સિવાય બીજા કોઈને પણ તે તાબે થતું નથી. તે કોઈ મધ્યસ્થ દ્વારા કે પ્રતિનિધિ દ્વારા આવતું નથી.

જગતમાં કેટલાક તો એવા ઉદાર આત્માઓ પડ્યા છે કે જે જ્યાં જ્યાં જાય છે યાં ત્યાં તેમની માત્ર હાજરીથી પ્રકાશ ફેલાવે છે. તેઓ રંક પ્રત્યે દયા કરે છે; દુઃખીને આશ્વાસન આપે છે; દુર્ભાગીને સહાય કરે છે અને સર્વ માણસો પર ઉપકાર કરે છે. સૂર્યપ્રકાશ પુષ્પનો વિકાસ કરે છે પરંતુ વાદળમાં તે શકિત નથી. આખા ગોળાર્ધમાં પ્રસરેલા વાદળ અને તિમિર કરતાં સૂર્યનું એક કિરણ વિશેષ હિતકારી હોય છે.

હોરેસ મૅન કહે છે કે, સમગ્ર તુલનાશાસ્ત્ર (એનેલૉજી) આપણને જણાવે છે કે, આપણામાં અવિકસિત શકિતઓ રહેલી છે. સુખ મેળવવાની શકિતઓ ગુપ્ત રહેલી હોય છે. આ જગત એટલું બધું ઠંડું અને પ્રતિકૂળ છે કે એમાં આપણી શકિતઓનો વિકાસ જોઈએ તેટલો થઈ શકતો નથી. એટલા માટે આપણે સુખી માણસોની ભૂમિમાં જઈએ ત્યાં સુધી તેઓ

થોભે છે. એ ભૂમિમાંની અધિક સૂક્ષ્મ હવા અને વિશેષ સૂક્ષ્મ તત્ત્વોમાં રહેલો અગ્નિ તેમનો વિકાસ કરશે. જ્યારે આપણે બીજની અવસ્થામાં હતા ત્યારે પણ આપણું શરીર હાલના જેવા જ આકારમાં હતું. આપણા સ્નાયુઓ, આપણું મસ્તક અને આપણી સર્વ ઇંદ્રિયો સંપૂર્ણ હતી, પરંતુ તે સર્વને પ્રત્યક્ષ કરવા માટે આપણને હવા, પ્રકાશ, ગતિ અને સૌંદર્યવાળા આ જગતમાં આવવાની જરૂર હતી. આ જ પ્રકારે આપણા જીવનની ભાવી ભૂમિકામાં આપણને અવશ્ય એવું સૌંદર્ય, એવું સુખ અને પ્રીતિ મળશે કે જેને હજી આપણી આંખે જોયાં નથી; કાને સાંભળ્યાં નથી કે હૃદયે ધારણ કર્યાં નથી; અને જો એમ જ હોય તો હમણાં પણ આપણામાં તે આંખ, કાન અને હૃદયના મૂળ અવયવો અવિકસિત અને જડ અવસ્થામાં પડેલા જ છે કે જે વડે આપણે આથી પણ અધિક સારા જગતનાં દૃશ્યો જોઈશું; તેનાં મધુર સંગીત સાંભળીશું અને તેની પ્રેમસમાધિ અનુભવીશું. આપણા આ જગત પરના નિવાસ દરમિયાન આપણી આ અદૃષ્ટ અને અકલ્પિત ભાવી સુંદરતા અને ભવ્યતા અત્યારે તિમિરમય અને જડ દશામાં છે. ઈશ્વરે આપણને આવી પ્રકૃતિ આપી છે તેને આપણે વિકસિત, પ્રકાશિત અને અલંકૃત કરવાની છે. તેનામાં જે અમાપ અને વિવિધ સૌંદર્ય રહેલું છે તેનું વર્ણન કરવાની મૃત્યુલોકના માનવીના વિવિધ શબ્દોવાળા ગદ્ય યા પદ્યમાં શક્તિ નથી.

'માત્ર તે જ માણસ સુખી છે, કે જે આજના દિવસને પોતાનો દિવસ કહી શકે છે; જે પોતાના અંતરમાં સુરક્ષિત હોવાથી કહી શકે છે કે 'આવતી કાલ! તારી મરજી પડે એટલું મારું અહિત કરે તેની હું દરકાર કરતો નથી. કારણ કે આજનો દિવસ તો હું જીવ્યો છું.'

હાથ તો માત્ર સોનારૂપાનું જ દાન કરી શકે છે પરંતુ હૃદય તો એવી વસ્તુનું દાન કરી શકે છે કે જે વસ્તુ સોનારૂપાથી ખરીદી જ શકાતી નથી. ભલમનસાઈ, આનંદી સ્વભાવ, સહાનુભૂતિ, સંપૂર્ણ આશા, એ ગુણોથી એક મનુષ્ય સમાજને એટલો ઉપયોગી થઈ પડે છે કે જેટલા ઉપયોગી સમુદ્રમાં અંધારી રાતે ભ્રમમાં પડેલા નાવિકોને તારાઓ થઈ પડે છે.

